કમાલી વીર/2-

તુર્કી સીરીઝ નં. ૫



# જનરલ
# નુરૂદદીન પાશા.





લખી પ્રગટ કરનાર,
**નિઝામુદદીન એ. કુરેશી.**
પાચપટી-અમદાવાદ.



આવૃતી ૧ લી — પ્રત ૧૦૦૦-
સને ૧૯૨૪.- — હિજરી ૧૩૪૩.

-કિમત,- — -આફ્રિકા ખાતે,-
-બે આના.-- — -૩ પેન્સ.-

આ ચોપડી "અમદાવાદ મન[illegible] પ્રિન્ટીંગ" પ્રેસમા
નીલાલ ગણ[illegible] છાપી પાનકોર નાકા-અમદાવાદ.



આલી જનાબ જનરલ નુરૂદ્દીન પાશા

# જનરલ નુરૂદ્દીન પાશા



ઇસલામની તવારીખ જાહોજલાલીથી ભરપુર છે. વિદ્યા હુન્નર, સુધારા વધારા અને એવી બીજી અનેક પ્રશંસા પાત્ર બાબતો જ્યાં પોતાનો પ્રકાશ નાખે છે ત્યાં 'ઇસલામી ગઝવાત' પણ પોતાની પુરેપુરી શાનથી જગમગતા નજરે પડે છે ઇસલામી લડાઇઓમાં મુસલમાનોએ જાહેર કરેલી લડાયક કલા અને અજાયબીમાં નાખનાર કારનામાઓ તેઓની વીરતાની છાપ પાડવા માટે પુરતા છે ઇસલામ ધર્મ જોકે સુલેહ શાંતી તથા એકચતાનો પાઠ આપવા દુનિયામા આવ્યો છે અને બગદાદ કોરડોવા મિસર અને દુનિયાની બીજી ઇસલામી હકુમતોએ તેની સાબેતી આપી દીધી છે અને તેમના રાજ્ય અમલ દરમિયાન વાઘ અને બકરી એકજ ઓવારે સાથે મળીને પાણી પીતા હતા મનુષ્ય જાતીના સ્વભાવિક હક્કોની જાળવણી તથા જીવન ટકાવી રાખવા અને માણસને કુદરત તરફથી મળેલી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સારૂ ઇસલામે પોતાના બાળકોને જંગ કરવાની રજા આપી છે અને એજ મળેલી છુટના પ્રતાપે મુસલમાનોએ દુનિયાની લડાયક તવારીખમા અગ્રપદ ભોગવ્યુ છે અને હાલ પણ ભોગવી રહ્યા છે દાખલા તરીકે અદર હુસેન

અને રૂમો શામથી લઇને પીલવના તથા બાલકનના રણ સગ્રામો દુનિયાની પ્રજાઓના સ્મરણ બહાર નથી તવહીદના ઉપાસક મુજાહિદો રણ સગ્રામોમા પોતાના માથા વેગળા મુકીને એવી રીતે ઝઝુમ્યા છે કે આજે પણ દુનિયાના શુરવીરો તેમની વીરતા પર માથુ ધુણાવી રહ્યા છે મુસલમાનોની શુરવિરતા કે મરદા નગી કોઇ ખાસ સમય અથવા કાળ ઉપર અવલબેલી રહી નથી બલકે મજકુર ઇસલામી ગઝવાઓ પછી આજે પણ પેલેસ્ટાઇન અને અનતાકીયાના લોહીથી રગદોળાયલા મયદાનોમા તેવા મુજાહિદો નજરે પડે છે આજે અમે આ સ્થળે જે મુજાહિદની વીરતાથી વાચકોનો પરિચય કરાવવા ચાહીએ છીએ તે બીજા કોઈ નહી પણ જલાલત પનાહ હઝરત નુરૂદીન ઇબ્રા હીમ પાશા છે જેમની આબદાર શમશીરે ત્રીપોલીશીયા ઇલાકાને ફતેહ કરી ઇસલામીઓના તેગસ્તા વરસના મોભાને પાછો સ્થાપિત કર્યો છે

નુસરત નિશાન આલી જનાબ નુરૂદીન પાશા તુરકીના એક ગાદીવારી પુરૂષ અને ત્રીપોલીના પ્રખ્યાત લેફટેનેન્ટ ગર્વનર આલી જનાબ ઇબ્રાહીમ પાશાના પુત્ર થાય છે ઇબ્રાહીમ પાશાની હકુમત ત્રીપોલીવાસીઓ માટે આશીર્વાદ સમાન હતી પરતુ ઈટલી રાજ્યની સુચનાથી તુરકીના પ્રખ્યાત નીમક હરામ હકી પાશાએ તેમને બરતરફ કર્યા હતા. નુરૂદ્દીન પાશા તુરકી, અરબી, ફ્રેંચ, જરમની અને

અંગ્રેજી ભાષાઓ ઉપર પુરતો કાબુ ધરાવે છે અસલ તેઓ ઇસતમબોલના વતની છે અને હાલ તેમની વય ૪૯ વરસની છે પ્રાથમિક કેળવણી તેઓએ ઇંગ્લેન્ડમા લીધી અને ફરી કોન્સ્ટેન્ટીનોપલની લશકરી કોલેજમા દાખલ થયા. થોડાજ સમયમા ત્યાનો કોર્સ તમામ કર્યા પછી તેમને સરકારની તરફથી જરમની મોકલવામા આવ્યા જરમનીમા પહોચીને તેઓએ ટુક મુદતમાજ ત્યાનુ શિક્ષણ પુરૂ કર્યું એટલે તુરકી લશકરમા જગ્યા મળી થોડાજ સમયમા પોતાની સેવાઓથી વડા અમલદારોને સતોષ આપતા તેમને લેફટેનેન્ટનો ઓદ્દો મળ્યો અને જોત જોતામા મેજરની પદવીએ પહોચી ગયા, નુરૂદ્દીન પાશાએ પ્રખ્યાત ફાતહે યુનાન આલી જનાબ અદહેમ પાશાના હાથ નીચે નોકરી બજાવેલી છે સને ૧૮૯૭ મા આપે એક આલબનીયન પલટણમા કમાન્ડરના દરજ્જે "લારીસા"ની જગમા ભાગ લીધો હતો, જ્યા હમદી પાશા તથા ખયરી પાશાને કુમક પહોચાડવામા આવતી હતી આ યુદ્ધના પ્રસગે મારશલ નુરૂદ્દીન પાશાએ ભારે લાયકાત અને હુશીયારીથી કુમક પહોચાડવાનુ કામ કર્યું હતું, તા૦ ૨૫ મી એપ્રીલ સને ૧૮૯૭ ના દીવસે લારીસા ફતેહ કરવામા આવ્યુ એટલે ખલીફતુલ મુસલેમીને તા૦ ૧૪ મી મે ૧૮૯૭ ના દીવસે અદહેમ પાશાને પાયરસ અને થેસલી ઇલાકાના કમાન્ડર ઈન ચીફ મુકરર કર્યો, તો નામદાર નુરૂદ્દીન પાશા થેસલી

ગયા અને પોતાની ફરજ અદા કરવા લાગ્યા, નુરૂદ્દીન પાશા એક ઉચ્ચ કુટુંબના નામીચા લેફ્ટેનન્ટ ગવર્નરના પુત્ર હતા અને આપના કુટુંબની ઉચ્ચ સેવાઓ તુર્કીમા માનની નજરથી જોવામા આવતી હતી તેમજ તેઓ પોતે એક સિપાહી અને લડાયક કુનેહમા અગ્ર ગણાતા કમાન્ડર હોવાની સાથે બાહોશ રાજદ્વારી હોવાની પણ સાબેતી આપી દીધેલી છે જેથી સને ૧૯૦૩ મા આપને થરેસ ઇલાકાની લશકરી સ્કુલોના ઇન્સપેકટર જનરલનો હોદ્દો આપવામા આવ્યો સને ૧૯૦૮ મા આપ તુર્કીની ગંજુમન ઇત્તેહાદો તરક્કીમા મેમ્બર તરીકે જોડાયા અને તુર્કીમા થએલા રાજદ્વારી ફેરફાર પછી પાર્લામેન્ટમા એક પ્રતીનીધી તરીકે નીમાયા સને ૧૯૧૨ના અકટોબર માસમા 'લુલીબરગાસ'ની પ્રખ્યાત જંગમા આપે ભાગ લીધો હતો અને તે પછી આપને સને ૧૯૧૩મા સ્મીના ઇલાકાના લેફટેનન્ટ ગવર્નર બનાવવામા આવ્યા જ્યા આપે એક બાહોશ રાજદ્વારીની પેઠે ગવર્નરનો હોદ્દો ભોગવ્યો સને ૧૯૧૫ મા માર્શલ અલી અહમદ પાશાની સાથે આપને રશીયન હુમલાના બચાવ અર્થે કાકેસસ મોકલી આપવામા આવ્યા જ્યા આપે જાહેર કરેલી બહાદુરીની આખા તુર્કીમા ધુમ મચી ગઇ અડરીયાનોપલના પ્રતીનીધી ડોકટર શકર બેએ આપના વૃતાતમા એક જગ્યાએ લખ્યુ છે કે—

"તેઓ ગભીર, સખ્ત અને આગળ વધનારાઓમા છે.

નુરૂદ્દીન પાશાના સબધમા અત્રે પાછલી લડાઇના સમયે એવા સમાચાર ફેલાયા હતા કે તેઓ 'કુતુલ અમ્મારા'ના ઘેરામા તુર્કી લશ્કરના કમાન્ડર હતા પરતુ અનુભવીઓ આ વાતનો ઇનકાર કરે છે અલબત તેઓ તે સમયે લશ્કરના તુર્કી લશ્કરના કમાન્ડર હતા પણ ઘેરામા ભાગ લીધો ન હતો મલકે બગદાદ શરીફ પવિત્ર સ્થળ હોવાથી ત્યા અગ્રેજી લશ્કરથી મુકાબલો ન કરતા પાછળ હટયા હતા અને આગળ ધનારો કરવા બાબે મતભેદ થતા ઇસ્મતબેલ ચાલ્યા ગયા હતા

જ્યારે લડાઈ મુલતવી રાખવાના કરારનામા ઉપર સહીઓ થઈ મુસલમાનોનુ પવિત્ર દારૂલ ખિલાફત પારકાઓની સત્તા તળે ગયુ અને ત્યાના ખરા દેશભકતો તથા ઈસલામની રક્ષા કરવા માટે પોતાનુ સર્વસ્વ કુરબાન કરનારા વીરો ફાસીને લાકડે ચડવા લાગયા કે દેશપારની સજા ભોગવવા ચાલ્યા ગયા અને તરેહવાર જાતના સકટો તથા દુખોના વાદળાઓ ઘેરાઈ ગયા ત્યારે નુરૂદ્દીન પાશાનુ જીગર ગુસ્સાની આગથી ભડકી ઉઠયુ એટલે તેઓએ સમય સુચકતા વાપરી જન્મ ભુમીને તજવાનો વિચાર કરી લીધો અને જે તુરકી સપુતોએ ધર્મ અને દેશ તથા મહાન ખિલાફતના રક્ષણ માટે અનાતોલીયાના વન વગડા આબાદ

કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો તેમની સાથે જઈને ભળી ગયા

નુરૂદ્દીન પાશાની પ્રખ્યાતીનો સમય સને ૧૯૧૯ ની આખેરીએ શરૂ થાય છે સઉથી પહેલા આપને સમસુનની તુરકી પ્રજામા હથીઆરો વ્હેચવા માટે મોકલવામા આવ્યા હતા અને ત્યાથી આપને અમમદ ઈલાકામા ભરતીના કામ ઉપર બદલવામા આવ્યા હતા થોડાક માસ પછી જ્યારે સિપેહ સાલારે ઈસલામ આલા હઝરત ગાઝી મુસ્તુફા કમાલ પાશાએ લશકર એકઠુ કરી લીધુ અને જુદી જુદી સરહદો મુકરર કરી ત્યારે નુરૂદ્દીન પાશાને ઈંગ્રકની સરહદના કમાન્ડર ઈન ચીફ મુકરર કર્યા તે સમયે એટલે સને ૧૯૨૦ ના જુન માસમા શામ અને ઈરાકમા અગ્રેજો અને ફ્રેંચો વિરૂધ્ધ ભારે ચલવળ ચાલી રહી હતી બાદ કરી ઈંગ્રકની સ્થીતી ડામાડોળ હતી બ્રીટનના પ્રતીનીધીઓ મી૦ ચર્ચીલ મી૦ બેલફર, મી૦ રોલેન્સ મી૦ પરસી કોકસ અને મી૦ હરબર્ટ સેમ્યુઅલની રાજનીતી દગરોળ નવા રૂપમા જાહેર થઈ રહી હતી જેથી ઈંગ્રકના દેશ ભકતો માટે તે સમય ભારે નાજુક હતો મી૦ ચર્ચીલ અને તેમના ગોઠીયાઓની રાજદવારી ચળવળથી અગોરાના દેશભકતો પણ ચિતાતુર હતા આ બાજુએ ઈસતમબોલ મિત્ર રાજ્યોના હેતુઓને સફળતાની ટોચે પહોચાડવાના પ્રોપેગન્ડાનુ મુખ્ય મથક બની રહ્યુ હતુ અને

અનાતોલીયા તથા ઈરાકને કબજામાં રાખવા સારૂ તુરકોની ખરી વફાદાર કુર્દ પ્રજાને તુરકો વિરૂદ્ધ ઉશકેરવાની કોશીશ થઈ રહી હતી વાત વધી ચુકી હતી અને કેટલાક લાચીઆ કુર્દ સરદારો અ ગોરાના દેશ ભકતો વિરૂદ્ધ મિત્ર રાજ્યો પાસેથી લાચ લઇને બળવો કરવાની તૈયારીમા હતા જેમા અનજુમન ઈતતિહાદો તરકકીનો કટટો વેરી અને તુરકી સરકારનો વાનઆક ખાતેનો માજી એલચી મશહુર કુર્દ શરીફ પાશા તથા તુરકીના લડાયક મંડળના પ્રમુખના હોદા ઉપર રહેલો મુસ્તુફા નમરૂદપાશા પણ હતો જેને દસ હઝાર પાઉન્ડ આપીને શામના રસ્તે કુર્દીસ્તાનમા બળવો જગાડવા સારૂ મોકલવામા આવ્યો હતો વળી સઈયદ અબદુલ કાદર કુરદી જે તુરકી પાર્લામેન્ટમા કુરદોનો પ્રતીનીધી હતો તથા મવલાઝાદા રફઅત જેને મોટી રકમ આપીને ઇસતમબોલ ખાતેના બ્રીટીશ એલચી ખાતાએ મોકલ્યો હતો ટુંકમા એટલુજ કે કુરદીસ્તાનને તુરકીથી વિખુટો પાડવા સારૂ જોશશોર પ્રોપગન્ડા ચલાવવામા આવતો હતો (જુઓ મિસરી પત્ર અલ-અખબારના ઉતારો પયગામ પત્રમા તા૦ ૧૦ મી નવેમ્બર ૧૯૨૦ )

આ બાજુએ શામમા ફ્રાન્સ પોતાના દાબને મજબુત કરવા મથી રહ્યું હતું, અમેરીકાના માજી પ્રેસીડેન્ટ મી૦ વીલસનના ચૌદ નિયમોના આધારે

"મેન્ડેટ" નો એકજ સુર ઈરાકમા અગ્રેજો અને શામમા ફ્રેંચો અલાપી રહેયા હતા મજકુર સત્તાઓએ અગોરા વિરૂદ્ધ ઉઠાવેલી ચળવળનો ખરો સમય મે ૧૯૨૦ મા હતો તે સમયે ઇરાકની સરહદ ઉપર અંગોરાના દેશભકતોનો બચાવ માત્ર હઝરત શેખ સનોસી અને આપના મુરીદો કરી રહેયા હતા અને તેમના ઇનચાર્જ જનરલ નિહાલ રિશાદ પાશા હતા આવા ખરા વખતે અગોરાના લડાઈ ખાનાએ શામ અને ઈરાકની સરહદોના બચાવ અર્થે ખરા દેશભકત તથા રાજદ્વારી અને લશકરી કુનેહમા અગ્રપદ ધરાવનાર નુરૂદ્દીન પાશાને મોકલ્યા જ્યા પહોચતાજ આપે આપનુ કામ શરૂ કરી દીધુ જે લોકો રાજદ્વારી અને લશકરી જ્ઞાનનો અનુભવ ધરાવે છે તેઓ નુરૂદ્દીન પાશા ઉપર મુકેલી જોખમદારીઓ જોઇને અજાયબીમા પડી જશે કેમકે એ નામદારને એકજ સમયે સીલીશીયામા લશકરી કમાન્ડરના દરજ્જે લશકરને લડાવવાનુ કામ કરવુ પડતુ અને તેજ વખતે ઇરાકની સરહદના તુર્કી ઇનચાર્જ ઓફીસરની મદદ પણ કરવી પડતી હતી ઉપરાત કુર્દી યુવાનોમા કમાલીસ્ટ ચળવળ ચલાવવાનુ કામ પણ કરવુ પડતુ હતુ

માર્ચ ૧૯૨૦ મા મારશલ નુરૂદ્દીન પાશાએ સીલીશીયા ઈલાકામા પોતાની લશકરી કારરવાઈઓ શરૂ કરી દીધી અને ફ્રાન્સના સંસ્થાનોમાથી આવેલા છેલ્લી ઢબના હથીયારોવાળા લશકર ઉપર પોતાના સર

સામાન વગરના મુજાહેદો સાથે હુમલો કરી દીધો ફ્રાંસના લશકરમા તુર્કોના કટકા વેરી અરમનોની સખ્યા વધુ હતી પણ નુરૂદ્દીન પાશાનો બળવાન ધસારો થતાજ યુરોપની નાજુક રમણીઓએ રુમરાણ મચાવી મુક્યુ, રૂટરે તા૦ ૪ થી એપ્રીલ ૧૯૨૦ ના દીને મોકલેલા તારના સદેશામા આવી રીતે જણાવ્યુ હતુ કે –

' કીલીશીયાની સ્થીતી ભારે નાજુક છે ખ્રિસ્તી વસ્તી અતી ભયમા છે અત્યારે તુર્કો " અદાનએ તારસ ' અને મરસીનાના બદરોને ધમકી આપી રહ્યા છે "

ત પછી માર્શલ નુરૂદ્દીન પાશાએ એનતાબ ઉપર વેરો વાલ્યો અને મજકુર શેરની એવી લડાયક નિયમો ઉપર મજબુત રચના કરી કે લગભગ બે માસ સુધી ફ્રેન્ચ લશકર ઘેરાયલુ રહ્યુ, ત્યાર બાદ આપે દજલા અને ફુરાતની ફ્રાંસની છેલ્લી ચોકી અરફા ઉપર હુમલો કર્યો. તા૦ ૨૧ મી એપ્રીલ સને ૧૯૨૦ ના દીને ગીલીશીયા સાથેનો બગદાદ રેલ્વેનો વ્યવહાર કાપી નાખ્યો, આ હુમલામા ઇટાલીના ઘણા મજુરો અને ફ્રાંસના સાતસો જુવાનો કતલ થયા, ( જુઓ ડેલી ટેલીગ્રાફ ઓફ લડન તા૦ ૨૮–૪–૨૦ ) છેવટે તા૦ ૧૫ મી મે ૧૯૨૦ ના દીવસે ફ્રેન્ચ કમાન્ડર ઇન ચીફ નિરાશ થઇ ગયો અને લડાઇ મુલતવી રાખવાની મારશલ નુરૂદ્દીન

પાશાને દરખાસ્ત મોકલી, આપે કેટલીક સખત શરતોની સાથે મજકુર દરખાસ્ત મંજુર કરી લીધી પરંતુ લડાઇ મુલતવી રાખવામા ફ્રેંચ કમાન્ડરનો હેતુ સુલેહ કરવાનો નહોતો બલકે લડાઇ મુલતવી રહેતાં તે કુમક મેળવવાનો બંદોબસ્ત કરવા ચાહતો હતો નુરૂદ્દીન પાશા જેવા અનુભવી જનરલે ફ્રેંચ કમાન્ડરનો હેતુ કળી લઈ અંગોરાથી લશકરની મદદ મંગાવી જે તરતજ આવી પહોચી પંદર દીવસ સુધી આપે વાટ જોઇ પણ સુલેહની વાતચીતનો લગારે ભાસ જણાયો નહી તેથી તેઓએ નવેસરથી હુમલો શરૂ કરી દીધો આ હુમલો લગભગ સાત મહીના સુધી લંબાયો અને ભારે ખુવારી થઈ, જેના પરિણામે ફ્રેંચ પ્રજા પોકારી ઉઠી ને સમયે ફ્રેંચ પ્રજા અને અંગોરાના લશકરી બળ આગળ માથુ નમાવી દીધુ અને સુલેહ શાતીના માટે બળવાન પોકાર ઉઠાવ્યો ઉપરાત ત્યાની પ્રજા અને ફ્રેંચ સરકારને સીલીશીયા ખાલી કરીને તુરકી દેશભકતો સાથે સુલેહ કરવા લાચાર બનાવી એટલે તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૨૦ ના દીવસે નાણા ખાતાના પ્રધાને 'નાણા કમીશન" આગળ સીલીશીયા ખાલી કરી દેવાનો ઠરાવ રજુ કર્યો જેને કમીશને તરતજ મંજુરી આપી દીધી અને અંગોરા અને ફ્રાન્સની વચ્ચે સુલેહના કોલકરાર

ઘડવા સારૂ પ્રખ્યાત ફ્રેંચ રાજદ્વારી એમ ફ્રેંકલીન બુલોનની નીમણુક કરવામા આવી

*　　　*　　　*

જુલાઈ ૧૯૨૧ મા ગ્રીકોએ અ ગોરા ઉપર હુમલો કરવા સારૂ નપુર્ણ લડાયક તઈયારીઓ કરી લેવાના સમાચાર મળતાજ નામદાર ગાઝી કમાલ પાશાએ બચાવ સારૂ દરેક મોખરાએ ઉપરથી લશ્કરો પાછા ખેંચી લીધા અને તે સાથેજ અનુભવી કમાન્ડરોને પણ તેડાવ્યા જેથી મારશલ નુરૂદ્દીન પાશા પણ અ ગોરા પધાર્યા અને અનાતોલીયાના લ બાણ મોખરા ઉપર જ્યા અઢી લાખની સખ્યાનુ ગ્રીક લશકર આગળ વધવાની તઈયારીમા ઉભુ હતુ, ત્યા દક્ષિણ બાજુના કમાન્ડર તરીકે આપની નીમણુક કરવામા આવી સકારીયાની નેહેરના તે પવિત્ર મયદાનમા જ્યા તા૦ ૪થી સપટેમ્બર ૧૯૨૧ થી તા ૮ મી સપટેમ્બર ૧૯૨૧ સુધી અ ગોરાના દેશભકતોએ રાત દિવસ જીવતોડ મુકાબલો કર્યો ત્યા નુરૂદ્દીન પાશાના બળવાન હુમલાનો છેડો હતો સકારીયાની લડાઇ મુસલમાનોના માટે બદરો હુનેન અને રૂમ શામની લડાઇઓ કરતા ઓછી યાદગાર નથી કેમકે તે લડાઇના મયદાનોમા અસહાબોએ પોતાના પવિત્ર લોહીથી ઇસલામ અને પાક મઝહબના બીજને પાણી પાયુ છે. તો આ સકારીયાના મયદાનમા અ ગોરાના દેશ ભકતોએ ઇસલામી દુનિયાની તીની આબરૂ અને મહતા તથા

દુન્યાવી મોભાની જાળવણી કરી છે જો કદાચ મયદાનમા તુરકી દેશભકતો બચાવમા અડગ ન રહ્યા હોત તો આજે દુનિયાના કોઈ પણ ભાગમા મુસલમાનોનુ લશકરી બળ અને શાહી મોભો ધરાવનાર વ્યકતીઓ નજરે પડત નહી મજકુર મયદાનમા મારશલ નુરૂદ્દીન પાશાએ દક્ષિણ બાજુ ઉપર દુશમનનો કાબુ ન થવા દીધો જેથી દેશભકતોનો વચલો ભાગ બચાવ કરવાના મજબુત રહયો છેવટે સકારીયામા તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૨૧ ની ઉજવળ સવાર થઇ, જેમા ગ્રીક લશકરોના ચહેરા કાળા જણાયા અને તેઓ સ્મીનાની તરફ પાછળ હઠવાને લાચાર થયા અને આવી રીતે મયદાન અલ્લાહ વાલાઓને હાથ આવ્યુ

આ હુમલા પછી નુરૂદ્દીન પાશા દિયારે બકર ગયા અને ત્યાથી મીલીશીયાના મોરચા ઉપર ફરી હુમલો કર્યો આ વખતે પણ નામદાર પાશાએ ભારે જુસ્સા સાથે હુમલાની શરૂઆત કરી તમા પણ આપના કારણે કુરદી તથા બદવી સરહદના મુજાહેદીનોએ ભારે નિડરતા અને વીરતાથી ફરેચ લશકરોનુ કચડઘાણ કાઢવા માડયુ જો કે તે સમયે અગોરાના પ્રદેશ ખાતાના પ્રધાન યુસુફ કમાલ બે અને એમ ફરે કલીન બુલો વચ્ચે સુલેહની વાતચીત થઈ રહી હતી અને મારશલ નુરૂદ્દીન પાશા પોતાની બરાબર ફરજ

અદા કરી રહયા હતા છેવટે તે નામદારની નફાન કોશીશો સફળ થઈ અને એનતાબ અર્ફા અને હલબમા મુજાહેદીનોએ ફ્રેંચ લશકરનો નાશ કરી નાખ્યો આ બાજુએ ઇરાકમા મુસલ તથા ઓનડરના જીલા કાઓમા ઇરાકના દેશભકતોએ સખત બળવો જગાડ્યો હતો જેમા માર્શલ નુરૂદ્દીન પાશાનો બળવાન હાથ કામ કરી ગયો હતો, પરિણામ એ આવ્યુ કે છેવટે ફ્રાસને સીલીશીયા ખાલી કરવાનો હુકમ આપવો પડ્યો અને તા૦ ૨૯ મી નવેમ્બર ૧૯૨૧ ના દીવસે મુસલમાનોનુ ફતેહમંદ લશકર હીલાલી ધજાઓ ફરકાવતા સીલીશીયાના પાટનગર 'અદનના મા દાખલ થયુ આવી રીતે સીલીશીયા ઉપર કબજો થતા ખ્રિસ્તી દુનિયામા ભારે ચકચારે જન્મ લીધો અને તુરકીના વિરોધીઓએ બુમ બરાડા પાડવા માંડ્યા કે હવે સીલીશીયામા ખ્રિસ્તીઓની કત્લે આમ શરૂ થઈ જશે પરંતુ નુરૂદ્દીન પાશાએ પાયતખ્તમા પ્રવેશ કરતાજ એક જાહેરનામુ બહાર પાડી બધી પ્રજામા શાંતી પાથરી દીધી અંગોરા સરકારે માર્શલ નુરૂદ્દીન પાશાને સીલીશીયાના લેફટેનન્ટ ગવરનર નીમ્યા એટલે આપ તરતજ તે દેશમા વ્યવસ્થા અને સુલેહશાંતી સ્થાપવાના કાર્યમા ગુંથાયા થોડા દીવસ પછી ગાઝી મુસ્તુફા કમાલ પાશાના માનવતા ઉસ્તાદ સાહેબે જલાલ વ હશમ માર્શલ મહીયુદ્દીન પાશાએ આપના પાસેથી સીલીશીયા ઈલાકાની ગવરનરીનો

ચાર્જ સંભાળી લીધો એટલે થોડાક દીવસ સુધી આપ તેમના નાયબ તરીકે રહી અંગોરા પાછા ફર્યા

*　　　　*　　　　*

આગસ્ટ ૧૯૨૨ મા અંગોરાના દેશભક્ત તુરકોએ સ્મીર્નાનો પ્રખ્યાત હુમલો શરૂ કર્યો અને મારશલ નુરૂદ્દીન પાશાને તેમના ચીફ સ્ટાફમા વડાનો હોદ્દો આપવામા આવ્યો કોજુતીયા* નો ને પ્રખ્યાત લશકરી કેમ્પ, જે ચારમો માઇલ સુધી લબાએલો વિશાળ લડાયક મોખરાઓ ઉપર કમાન કરતો હતો અને જેની લડાયક કુનેહ જોઇને યુરોપના મોટા મોટા કમાનડરો અને લડાયક કલામા પ્રવિણતા ધરાવનાર પુરૂષો અજબ થઇ રહયા હતા તે કેમ્પ નુરૂદ્દીન પાશાની કુનેહથી વધુ બળવાન બન્યો હતો તા૦ ૨૬ મી આગસ્ટ ૧૯૨૨ ની પરોઢમાજ તુર્કી દેશભક્તોનો હુમલો શરૂ થયો આ હુમલાની રચના એવી રીતે કરવામા આવી હતી કે કોજુતીયા કેમ્પના જનરલ કમાન્ડર તરીકે ફિલ્ડ મારશલ ફવઝીપાશા અને મારશલ અસમતપાશા કામ કરતા હતા અને મારશલ અલીફવાદ પાશા, મારશલ અલી અહેસાન પાશા પાયદળ લશકરના વડા હતા અને મારશલ કુચક કાઝમ પાશા તોપખાનાના વડા અમલદાર તથા મારશલ કાઝમ કરા બકર પાશા અને મારશલ નુરૂદ્દીન પાશા ઘોડેસ્વાર લશકરના

---

* જુઓ ફિલ્ડ મારશલ ફવઝી પાશા

કમાન્ડરો હતા. અફ્યુન કારા હિસારની ભયંકર લડાઇ પછી આ બંને બહાદુરોની ટુકડીઓ બધા તુરકી લશકર કરતા આગળ રહેતી હતી માર્શલ કાઝમ કરા બકર પાશા અને નુરૂદ્દીન પાશાના હુમલાઓ ભારે બળવાન પુરવાર થએલા હોવાથી એ જંગના લશકરી સ્ટાફે આ બને વીરોને લશકરના મોખરેજ રાખ્યા હતા, જેથી અફ્યુન કરા હિસારની ફતેહ પછી સ્મીર્નો સુધી આ બને બહાદુરોએ પોતાના લશકરને કોઇ પણ જગ્યાએ આરામ લેવાની તક આપીજ નહી આરમીનીયામા કાઝમ કરા બકર પાશાએ જેમ ઉપરાસાપરી હુમલાઓ કરી દુશમનની દુર્દશા કરી નાખી હતી તેવીજ રીતે આ મોખરા ઉપર પણ તેઓ આગળ ધપતાજ ગયા માર્શલ નુરૂદ્દીન પાશા એક મોખરાને કબજે કરી વીજળીની પેઠે બીજા મોખરા ઉપર હુમલો કરતા હતા, આગળ આગળ ગ્રીકો ન્હાસી રહયા હતા અને પાછળ પાછળ જનરલ નુરૂદ્દીન પાશાનુ બહાદુર લશકર હતુ ગ્રીકો કોઈબી જગ્યાએ જ પીને બેસવા ન પામે એ તેમની ખાસ ઈચ્છા હતી, છેવટે તેમની મહાન અને અથાગ કોશીશોના પરિણામે તા૦ ૯ મી સપટેમ્બર ૧૯૨૨ ના દીવસે તેમના લશકરની પહેલી ટુકડી સ્મીર્નો શહેરમા દાખલ થઈ ગઈ

વર્તમાન પત્રો વાચનારાઓ સારી પેઠે જાણે છે કે તે વખતે તુર્કી લશકરનું સ્મીર્નામાં દાખલ થવું

એક મોટામા મોટી ખુના મરકીનો રીઆચો લેખાવો જોઇએ સ્મીર્નામા અરમની અને ગ્રીક લુટારાઓ તથા બદમાશો બળવો જગાડવા તથા ખુના મરકી ચલાવવા માટે તઈયાર હતા આ બાજુ તુર્કી લશકર બદલો લેવાના જુસ્સામા લીન હતુ અને જ્યારે સ્મીર્નામા કેટલાક બદમાશ અરમનીઓએ આગ લગાડવાનુ નીચ કામ કર્યુ ત્યારે બહાદુર અને વિજયી તુર્કી લશકરની ધીરજ બુટી ગઈ તેઓ બદમાશોને કચડી નાખવા તઈયાર થઈ ગયા પણ માર્શલ નુરૂદ્દીન પાશાએ જ્યારે ઉશકેરાયલા તુર્કોને ધીરજ ધરવાનો હુકમ આપ્યો ત્યારે તેમના રૂઆબથી એક પણ તુર્કી સીપાહી કાઈ બોલી શકયો નહી સ્મીના ફતેહ થવા પછી આપની બાહોશી અને લાયકાતના બળેજ આપને સ્મીર્નાના કામ ચલાઉ લેફટેનેન્ટ ગવર્નર નીમવામા આવ્યા આ બીજી વેળા આપ સ્મીર્નાના હાકેમ તરીકે જોખમ ભર્યા હોદ્દા ઉપર આવવા પામ્યા હતા

જુલાઈ સને ૧૯૨૩ મા સુલેહના કરાર થતા આપ સરકારી સેવાઓથી છુટા થઈ ગયા, પણ આપ થોડા દીવસ માટેજ સરકારી નોકરીથી અલગ થયા છે. છતા આજે આપ નામદાર અંગોરા પાર્લામેન્ટના એક માનવતા મેમ્બરના દરજ્જે દેશ તથા ધર્મની સેવા બજાવી રહ્યા છે

પાઈન્દા બાદ નુરૂદ્દીન પાશા.

**સમાપ્ત.**

## આફ્રીકાના ગ્રાહકોને સુચના.

મારા હવે પછી પ્રગટ થનારા તમામ પુસ્તકોની સાઉથ આફ્રીકા (કેપ કોલોની, નાતાલ, ટ્રાન્સવાલ, રહોડેશીયા, પોર્ચુગીઝ આફ્રીકા)ના ગ્રાહકોની સગવડ ખાતર

**યુનીયન પ્રીન્ટીંગ વર્કસ**

૧૦૭, ગ્રે સ્ટ્રીટ **ડરબન** (નાટાલ)

ને **સોલ એજન્સી** આપી છે માટે તેઓએ ઉપલા સરનામેથી પુસ્તકો મંગાવવા તેમજ એજન્ટ ભાઈઓએ પણ તેમની પાસથી લેવા

| | |
|---|---|
| પાંચપટી અમદાવાદ<br>૧ લી નવેમ્બર ૧૯૨૪ | સેવક<br>**નિઝામુદ્દીન કુરેશી** |

## આ પુસ્તક મલવાના ઠેકાણા

### સોલ એજન્ટ

ધી યુનીયન પ્રીન્ટીંગ વર્કસ

ગ્રે સ્ટ્રીટ ડરબન (નાટાલ)

### એજન્ટ

અબદુલ ગફાર પ્રાઇવેટ ટીચર

૨૩૦, ગ્રે સ્ટ્રીટ **ડરબન** (નાટાલ)

એમ ઇ એ કુરેશી

૧૮, પ્રીન્સલુ સ્ટ્રીટ **પ્રીટોરીયા**

એ આર સુલેમાનજી

પી ઓ બોકસ ૯૫

**લોરેન્સો માર્કસ** ડલાગોઆબે

એમ એચ અલ્લુ

૭૮, સુરતી બજાર **રંગુન**

મુનશી ગુલામ ખ્વાજા બુકસેલર

મોટી ઘડીઆળ પાસે **સુરત**

નિઝામીયા બુક ડિપો ત્રણ દરવાજા **અમદાવાદ**

